# કર્તાનાં પ્રગટ અને અપ્રગટ પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ગુજરાતીમાં : | | | પેકીંગ પોસ્ટેજ જુદું |
| ૧ કાવ્યરસિકા , | કિંમત રૂ | ૧-૮-૦ | (પૃ ૧૮૮) |
| ૨ વિલાસિકા | ,, | ૧ ૮-૦ | (,, ૨૦૦) |
| ૩ પ્રકાશિકા . | ,, | ૧-૪-૦ | (,, ૧૮૨) |
| ૪ મલબારીનાં કાવ્યરત્નો | ,, | ૩-૦-૦ | (,, ૪૫૦) |
| ૫ ભારતનો ટંકાર (ચોથી આવૃત્તિ) | ,, | ૧-૮-૦ | (,, ૯૦) |
| ૬ સંદેશિકા . | ,, | ૧-૦-૦ | (,, ૧૮૮) |
| ૭ કલ્કિકા | ,, | ૩-૦-૦ | (,, ૨૬૦) |
| ૮ ભજનિકા (બીજી આવૃત્તિ) પાકું પૂઠું | ,, | ૨-૮-૦ | (,, ૧૬૪) |
| ૯ રાસચંદ્રિકા, ભા ૧લો (ઊંચા કાગળ) | ,, | ૦-૧૪ ૦ | (,, ૧૨૦) |
| ,, ,, ગીલ્ટ પૂઠું | ,, | ૧-૪-૦ | (,, ૧૨૦) |
| ૧૦ દર્શનિકા (બીજી આવૃત્તિ) ,, ,, | ,, | ૩-૮-૦ | (,, ૪૪૦) |
| ૧૧ પ્રભાતનો તપસ્વી અને કુક્કુટદીક્ષા (બીજી આવૃત્તિ) | ,, | ૦-૯-૦ | (,, ૭૦) |
| ૧૨ કલ્યાણિકા | ,, | ૨-૦-૦ | (,, ૧૭૬) |
| ૧૩ રાષ્ટ્રિકા .. | ,, | ૨-૯-૦ | (,, ૨૪૮) |
| ૧૪ રાસચંદ્રિકા ભાગ ૧-૨ સાથે | ,, | ૩-૮-૦ | (,, ૩૦૪) |
| ૧૫ ગુજરાતી કવિતાની રચનાકળા (મુંબઈ યુનિવર્સિટી તરફથી) | ,, | ૧-૦-૦ | (,, ૨૫૦) |
| ૧૬ શ્રીજી ઈરાલશાહનો પવાડો (ત્રીજી આ.) | ,, | ૦-૮-૦ | (,, ૧૬) |
| ૧૭ નંદનિકા-૨૦૨ સૉનેટો (બીજી આ.) | ,, | ૪-૦-૦ | (,, ૨૪૮) |
| ૧૮ ગાંધી બાપુનો પવાડો-ત્રણ ભાગમાં | ,, | ૧-૪-૦ | (,, ૪૮) |
| અંગ્રેજીમાં : | | | |
| ૧૯ The Silken Tassel .. | ,, | ૨-૮-૦ | (,, ૧૩૬) |

## -: છપાય છે :-

૨૦ શ્રી જરથુસ્ત્રની ગાથા, વૈદિક અને ગુજરાતી કવિતામાં અનુવાદ સાથે, સુધારેલા મૂળ પાઠમાં-અંગ્રેજી અને ગુજરાતી લિપિમાં તેનાં અનુલેખન સાથે, શબ્દેશબ્દના વૈદિક સમશબ્દ, અંગ્રેજી અને ગુજરાતી અર્થો, તેનાં વ્યાકરણ અને ટિપ્પણ, સમજણ વગેરે સાથે, તથા તેની સાથે જોડેલા ચાર મહાનિબંધો તથા વેદોમાં મળી આવતા "ગાથા"ના સમશબ્દોના કોશ સાથે, સંશોધન અને વિવરણ સાથે, મોટાં રૉયલ કદનાં ૮૫૦ પાનાંમાં પાકા કાપડના ગીલ્ટ પૂંઠા સાથે : કિંમત રૂ. ૨૦-૦-૦

૨૧ ગાંધીબાપુ : ગાંધીજીની પ્રશસ્તિનાં ૩૮ કાવ્યો : રૂપિયા ૩-૦-૦

## -: હવે પછી છપાશે :-

૨૨ તારિકા : નવાં કાવ્યોનો સંગ્રહ

૨૩ કેટલાંક પ્રતિકાવ્યો

૨૪ પ્રભાતગમન (વર્ણનકાવ્ય)

૨૫ લખેગીતા-૪૦૦૦ લીટી

૨૬ ગુજરાતી કવિતા અને અપવાગદ

૨૭ મનુરાજ નાટક (અખંડ પદ્યમાં)

૨૮ અમરદેવી નાટક

૨૯ યુગરાજ મહાકાવ્ય

૩૦ ગદ્યસંગ્રહ, ભાગ ૧ લો

૩૧ ગદ્યસંગ્રહ, ભાગ ૨ જો

૩૨ Leaf and Flower

૩૩ The Rest House of the Spirit

# ગાંધી બાપુનો પવાડો

ત્રણ ભાગમાં

અરદેશર ફરામજી ખબરદાર





સવા રૂપિયો

એણે જીવન જીવી જાણ્યું ખરું,
એણે જાણ્યું મરી પણ વીર, મર્દાની ખમીર !
જયજય ગાંધીબાપુની !

# શું લખું?

સંતોના પુણ્યજીવન દુનિયાને સદા માર્ગદર્શક બનતા આવ્યા છે. એ જીવનના કથન આપણી પાસે ના હોત તો દુનિયા વિશેષ બદીમા ને દુખમા જ સબડ્યા કરત. પણ પ્રભુની મહેર આ દુનિયા પર દરરોજ પ્રભાતે ઊગતા સૂર્યની પેઠે આવતી જ રહે છે, અને અધારે ને અજ્ઞાને અથડાયેલા હૃદયોને પાછા માર્ગને અજવાળતી રહે છે. આપણો યુગ કેવો ભાગ્યશાળી હતો કે પૂજ્ય બાપુજી જેવા નિર્મળ કાચ જેવા જીવન ધરાવતા સતની પ્રભુએ આપણને ભેટ આપી હતી, છતા આપણે કેવા હતભાગી કે એ વૃદ્ધ સતના જીવનની રહીસહી દોરીને પણ આપણામાના જ એક અજ્ઞાન ને અધમ ભાઈએ કાપી નાખીને આપણા અધારને પાછો વધુ ગાઢ બનાવ્યો છે! એ દુષ્ટ બનાવનો વિચાર કરતા જ હૃદય ફાટી જાય છે એટલે શુ લખું? બાપુજીના આવા અવસાનથી સાગર જેવા લાખો કરોડોની હતાશ થયેલી આખોએ આસુના સાગર વહેવડાવ્યા છે. અને આટલા બધા માસ ગયા છતા તે સુકાતી નથી

પૂજ્ય બાપુજી સાથે મને ઈ સ. ૧૯૧૫થી પ્રત્યક્ષ સબધ બધાયો હતો, અને ત્યારપછીની બાપુની તમામ રાજદ્વારી પ્રવૃત્તિ વેળાઓએ કવિતાથી સાથ આપવાની તેમની આજ્ઞાઓ મને મળતી રહેતી અને તેનુ પાલન હુ આખર સુધી કર્તવ્યરૂપે કરતો રહ્યો. આજે એ દશ્ય જગતમા રહ્યા નથી, પણ એમનો પ્રેમાળ આત્મા તો હિંદની પાસે ને મારી પાસે ફરતો જ રહે છે ને કઈ કઈ પ્રેરણા આપતો રહે છે એમના ઘણા દબી અનુયાયીઓને તો દેશે હવે તેમના ખરા સ્વરૂપમા જોઈ લીધા છે, પણ પ્રભુનો ન્યાય તો શુદ્ધ ને અપક્ષપાત છે, એટલે તે ન્યાયના દર્શન પણ દુનિયાને જરૂર મળી રહેશે, એવી અચૂક શ્રદ્ધામા જ આપણે જીવી શકીએ

બાપુજીના મહાન પુણ્યજીવનની ઐતિહાસિક કથા જનલોકને માટે સદા જળવાઈ રહે એ હેતુથી આ "ગાંધીબાપુનો પવાડો" મેં

લખ્યો છે આવા ઐતિહાસિક પવાડા આપણા દેશની તેમજ બીજા દેશોની પવિત્ર પૂજી છે, અને ભવિષ્યના જમાનાઓ માટે તેમાથી ઘણી સૂચનાઓ અને પ્રેરણાઓ મળી રહે છે. બાપુજીના ઠીક ઠીક લાંબા જીવનમા સેંકડો ઐતિહાસિક બનાવો બન્યા છે બે બે વિશ્વયુદ્ધો આવી ગયા છે, અને ચાલીસ કરોડની વસતિવાળા આ હિંદ દેશ જેવા ઉપખંડમા અજ્ઞાનમા ને ગુલામીમા સબડી રહેલી નાચાર પ્રજામા અદ્‌ભુત જાગ્રતિ લાવીને પચ્ચીસ વર્ષના ટૂંકા ગાળામા તેમા અપૂર્વ ચેતન રેડીને અહિંસા અને સ્નેહના મહા સિદ્ધાંતોની સફલતા સાબિત કરીને તેને ગુલામીમાથી છોડવીને બાપુજીએ સ્વતંત્રતા અપાવી છે. આ કાંઈ જેવી તેવી સિદ્ધિઓ નથી! એ મહાન સંતે દેશના ત્રાજવાનુ પુણ્યપાસુ કેવા ભગીરથ પ્રયત્નોથી નીચે નમાવ્યુ અને પ્રજાને આઝાદી અપાવી, એ તો આપણી સામે જ સિદ્ધ થયેલી વાત છે આ "પવાડા"મા ગાધીજીના જીવનચરિત્રની બની શકે તેટલી સપૂર્ણ તારીખ વર્ષ વાર નોંધથી રેખા દોરી છે.

આ પવાડો બેસીને ગવાય તેવો તેમ જ દાંડિયારાસથી પણ ખેલાય તેવો છે. એના પહેલા ભાગમા બાપુજીના ગુણગાન છે, બીજા ભાગમા એમના જન્મથી તે આફ્રિકામાની પ્રવૃત્તિઓમાથી છૂટા થઈને ઈ. સ. ૧૯૧૪ મા પહેલા વિશ્વયુદ્ધ વેળા ઈંગ્લાંડ ગયા ત્યા સુધીની પ્રવૃત્તિઓ આલેખાયેલી છે, અને ત્રીજા ભાગમા ઈ સ. ૧૯૧૫ મા બાપુજી પાછા હિંદ સ્વદેશ પધાર્યા ત્યારથી એમના અવસાન સુધીના બધા મુખ્ય બનાવોની રેખા દોરેલી છે આ બધી નોંધ ભવિષ્ય માટે જળવાઈ રહે, અને સામાન્ય જનલોકમા તે સદા પ્રેરણા પૂરતી રહે, અને બીજા કોઈક ધન્ય આત્માઓ આ ગુણચરિત્રથી પ્રેરાઈને ઉત્સાહ મેળવીને દેશમા બાપુજીએ જગાડેલી જ્યોતમા સ્નેહ પૂરતા રહે, એ જ મારો શુભ આશય છે વધુ શુ લખુ?

આ "પવાડો" લખ્યો તેની અગાઉ બાપુજીના જીવન-મરણના અનેક પ્રસંગો પર બાપુજીના અવસાનથી આઘાતે રહેલા નવું સાલમા

જે કાવ્યો ને ગીતો લખાયાં હતાં, તેનો સંગ્રહ "ગાંધી બાપુ" નામે જુદો છપાય છે, તે પણ તાજેતરમાં તૈયાર થઈને પ્રગટ થશે. બાપુજીએ મારા જેવા રંક પર એટલો બધો સ્નેહ ઉતારેલો છે કે એ સ્નેહમાંથી જ ફૂટેલાં આંસુએ બીજી ભારે ધર્મપ્રવૃત્તિઓ વચ્ચે આ નિર્જીવ શબ્દોને સીંચીને સજીવ કીધા છે. ચઢતા સૂર્યને માર્ગે પડેલાને તો સાંજ સુધી અંધારાનો કશો ડર નથી, તેમ બાપુજીએ ચીંધેલે ધર્મમાર્ગે જતા આપણને શાનો ભય હોઈ શકે? અંધારામાં પણ સૂર્યપધરામણી માટેની અચૂક શ્રદ્ધા જ અજવાળાં પાથરી રહે છે. મારાં હિંદી ભાઈઓ ને બહેનો એવી શ્રદ્ધા રાખીને ધર્મપંથે જ રહે, તો બાપુજી આપણી સાથે જ છે, અને તેમના મીઠા આશીર્વાદ જરૂર વરસી રહેશે!

૭૮૮, પારસી કોલોની
મુંબઈ, દાદર:
તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૪૮

અરદેશર ફરામજી ખબરદાર




જય જય ગાંધી બાપુ!

# ગાંધી બાપુનો પવાડો

(ધોળ)×

જય જય રે બોલો ગાંધી બાપુની!
જયજય રે બોલો જોડી હાથ, સદા સ્નેહ સાથ
જય જય ગાંધી બાપુની!

એની જયમાં છે જય ભગવાનની,
એની જયજયની સુણતા આ ગાથ, રીઝે જગનાથ
જય જય ગાંધી બાપુની! ૧

એનું નામ અમર ભરતખંડમાં,
લાવ્યો આઝાદી ભારતઘેર, આનંદની લહેર
જય જય ગાંધી બાપુની!

બેડી સૈંકડો વર્ષની બાંધતી,
તેને તોડી અહિંસક પેર, તોડ્યાં વેરઝેર
જય જય ગાંધી બાપુની! ૨

એના નામે રહ્યું નામ હિંદનું,
એણે રાખ્યો રે હિંદનો ટેક, જુલમ સહી અનેક
જય જય ગાંધી બાપુની!

મૂળ ઉખેડી નાખ્યાં મહારાજ્યનાં,
એણે શીખવ્યો સત્યવિવેક, એવો એ જ એક
જય જય ગાંધી બાપુની! ૩

એના શરનું સંધાન અદ્ભુત હતું,
એ તો પ્રેમનું શસ્ત્ર અચૂક, અમોઘ ને મૂક
જય જય ગાંધી બાપુની!

× "રામ લક્ષ્મણ વનમાં સિધાવતા"—એ રાહ

એનુ વીંધી દેતુ જનમર્મને,
એનુ દિલજિત હાસ્ય થોડુંક, સંજીવની ફૂંક ૪
જય જય ગાંધી બાપુની !

આવ્યા બબ્બે જગતયુદ્ધ કારમા,
ચાલી ઘોર સા હિંસા ને લૂંટ, પ્રપંચો કૈં ફૂટ
જય જય ગાંધી બાપુની !

પૃથ્વી ખદબદતી કંઈ કંઈ અશાંતિમા,
વધ્યા જગમા ગુલામી ને જુલ્મ, દુખો વધ્યા પુંઠ
વધ્યા જગમા ગુલામી ને જુ૦, દુખો વધ્યા પુંઠ ૫
જય જય ગાંધી બાપુની !

પ્રભુ આવ્યા નવનવ અવતાર લઈ,
પ્રભુ આવ્યા નવનવ અવતાર લઈ, પૃથ્વી તણી વહાર
કીધી વિવિધરૂપે નવનવ વાર, પૃથ્વી તણી વહાર
જય જય ગાંધી બાપુની !

દેવા બોધ અહિંસા ને સત્યનો,
બાપુ આવ્યો થઈ દસમો અવતાર, કીધો જન-ઉદ્ધાર ૬
જય જય ગાંધી બાપુની !

એણે જીવન જીવી જાણ્યું ખરુ,
એણે જાણ્યું મરી પણ વીર, મર્દોની ખમીર !
જય જય ગાંધી બાપુની !

એ તો સિદ્ધ તપસ્વી ને સયમી,
ફકીરોનો યે સાચો ફકીર આતમનો અમીર ! ૭
જય જય ગાંધી બાપુની !

બાંધ્યા માયાગરે એણે દામણા,
ચાહ્યુ જગતમા સૌનુ કલ્યાણ લીધી પુણ્યલહાણુ
જય જય ગાંધી બાપુની !

એણે વશ કીધી જીભ ને વાણીને,
બન્યો આ મનુજે એ ગુજરાતુ ભારત કેરો પ્રાણ ૮
જય જય ગાંધી બાપુની !

પામ્યો જગતની વણમાગી વદના,
એના આત્મબળે પામે શેહ, મોટા મોટા જેહ!
જય જય ગાધી બાપુની!

મત્રમુગ્ધ બનાવતો સર્વેને,
એનો સુકલકડી નાનો દેહ, લગાડી કઈ લેહ!
જય જય ગાધી બાપુની! ૯

એના નયને અમૃત વહેતા નેહના,
એના શબ્દનુ અદ્ભુત જોર, વીધી દે ટકોર
જય જય ગાધી બાપુની!

એના શાસનમા ભરી સૌમ્યતા,
લાગ્યા હિતકર આદેશ કઠોર, કાટાળાશા થોર
જય જય ગાધી બાપુની! ૧૦

એનુ આત્મસમર્પણ છે દોહ્યલુ,
એણે આપી દીધુ નિજ તમામ – ધનધામ ને નામ
જય જય ગાધી બાપુની!

સેવા કીધી સદા હિંદ દેશની,
એણે લીધો કદી ન આરામ, ન ચાહ્યુ ઈનામ
જય જય ગાધી બાપુની! ૧૧

શીખવ્યા શિસ્ત અને સહનશીલતા,
ચાલે શિસ્ત વિના ન કો તત્ર, – ન જનતા કો યત્ર
જય જય ગાધી બાપુની!

સાચુ સામર્થ્ય જીવનમા પ્રેરવા,
એણે આપ્યો નિર્ભયતાનો મત્ર, કે જીવિયે સ્વતત્ર
જય જય ગાધી બાપુની! ૧૨

એ તો ભયથી કદી નહિ ભાગતો,
મારી દેતો ભયમા જ છલગ, એ રાખતો રગ!
જય જય ગાધી બાપુની!

વર્ષે વીરતામાં સાચી મર્દાનગી,
ભયથી તો સહુ બનતા અપંગ, ખેલે કેમ જંગ ?
જય જય ગાંધી બાપુની ! ૧૩

બાપુ હિંસાથી દૂર રહેતો સદા,
હતો પૂર્ણ અહિંસાનો સંત, સદા પુણ્યવંત
જય જય ગાંધી બાપુની !

હિંસાથી ય કાયરતા હીણી ગણી,—
આણે સર્વ મહોઇનો અંત, લાછન ચોટે ચંત !
જય જય ગાંધી બાપુની ! ૧૪

એની સમદૃષ્ટિ સૌને સત્કારતી,
એને નહોતા કો રાગ કે દ્વેષ, સદ્‌ભાવ જ અશેષ
જય જય ગાંધી બાપુની !

હતું હૈયે કલ્યાણ જ જગતનું,
નહોતા માન–અપમાનના કલેશ, કાર્યોથી હમેશ,
જય જય ગાંધી બાપુની ! ૧૫

એના સ્મિતમાં રમતી તેજપાંદડી,
તેની મોહકતા કંઈ ઓર, જમાવતી દોર !
જય જય ગાંધી બાપુની !

એના હાસ્યમાં વાટિકા ખીલતી,
બારે માસ ફૂટતા નેના મોર, પમરે આઠ પહોર !
જય જય ગાંધી બાપુની ! ૧૬

એની બાળક જેવી નિર્દોષતા,
એનું નીતરું હૈયું જાણે કાચ, સદા કહી દે સાચ,
જય જય ગાંધી બાપુની !

એ ન સમજે પ્રપંચની વાતમાં
નહિ એ ચને ક્યારે કો જાચ, હતી એ જ વાચ
જય જય ગાંધી બાપુની ! ૧૭

હૈયું હિંદનું ધબકતુ બાપુમાં,
બાપુ એટલે આખુ યે હિંદ, કોટિકનો ખાવિંદ:
જય જય ગાંધી બાપુની!

રક્ષ્યું હિંદને હજારો હાથથી,
બધુ નિરખતો બનીને અરવિંદ, તજી ભૂખ નીંદ:
જય જય ગાધી બાપુની! ૧૮

કહેશે કરશે શું આ ટાણે ગાધીજી,
સૌ કો આતુર થઈ જોતાં વાટ, દોરવણીને માટ.
જય જય ગાધી બાપુની!

બાપુ શબ્દો તોલી તોલી બોલતા,
ન્યા જેવો ઘટે તેવો દઈ ઘાટ, પાડે સીધે પાટ;
જય જય ગાધી બાપુની! ૧૯

બાપુ નિજને ખેડૂત ગણાવતો,
હિંદના ખેડુનો સાચો દૂત, એ ખેડુ સાબૂત:
જય જય ગાધી બાપુની!

ધરતી સાથે હૈયું એનુ ધબકતુ,
દેહ–મનની ખેતીનો ખેડૂત, અદ્દભુત એ અવધૂત!
જય જય ગાધી બાપુની! ૨૦

એણે પકવ્યા જે પાક આ દેશમા,
એવા કોણ પકાવશે અન્ય, અપૂર્વ અનન્ય?
જય જય ગાધી બાપુની!

એવો ખેડૂત ક્યા જીવનક્ષેત્રનો?
પ્રભુમહેરના વરસ્યા પર્જન્ય, બન્યા જીવનધન્ય!
જય જય ગાધી બાપુની! ૨૧

બાપુને બહુ વહાલો રે રેંટિયો,
દિનદિન એના ગાને નવનવીન, રહેતા એ તલ્લીન:
જય જય ગાધી બાપુની!

સૂતર તાતણે ગૂથ્યુ સ્વરાજને,
રાખ્યુ રેંટિયે અડગ યકીન, કીધુ હિંદ સ્વાધીન
જય જય ગાધી બાપુની ! ૨૨

રક ધનિકનો રક્ષક રેંટિયો,
ધૈર્ય સયમ ને શાતિનુ સ્થાન રખાવે સ્વમાન
જય જય ગાધી બાપુની !

એના રણુજણુમા ગુજન રામના,
એના તારે તારે ભરે તાન, આઝાદીનુ ગાન
જય જય ગાધી બાપુની ! ૨૩

ઊજળી પૂણી ને ઊજળુ સૂત્ર એ,
એમા હૈયા ને હાથના તાર ભળ્યા નિરધાર
જય જય ગાધી બાપુની !

એની ખાદી વણી લાખ મોલની,
ઊજળા આતમનો પુણ્ય શણુગાર, રકોનો આધાર
જય જય ગાધી બાપુની ! ૨૪

ગાતા કીધા દેશે લાખો રેંટિયા,
લાખો ચાલતી ખાદીની સાળ, વણુતી સુખ જાળ
જય જય ગાધી બાપુની !

આપ્યો ખાદીએ રકને રોટલો,
એ તો સ્વાધીનતાની છે ઢાલ, ઉદ્યોગની પાળ !
જય જય ગાધી બાપુની ! ૨૫

કઇ કરોડોનો બાપુ બેલી હતો,
કઇ કરોડોના હૈયાનો ગમ, દિલાસાનુ ધામ
જય જય ગાધી બાપુની !

ચાર વીશી જીવ્યો જગ કાજ એ,
એનું આયુ તોડયુ દુષ્ટે આમ, ફિટો એ અજામ !
જય જય ગાધી બાપુની ! ૨૬

બાપુ સૌ જેવો તોય જુદો હતો,
હતુ આત્મબળ એનુ અમાપ, શો તપનો પ્રતાપ !
જય જય ગાધી બાપુની !

એ તો હીરો જૂની પુણ્યખાણુનો,
આવ્યો આદ્દમો ઋષિ બની આપ, કાપ્યા કૈંક પાપ
જય જય ગાધી બાપુની ! ૨૭

એણે ભૂત ભવિષ્ય જોડી દીધા,
એણે સાધ્યુ અદ્દભુત વર્તમાન, એ માનવ મહાન,
જય જય ગાધી બાપુની !

એણે ચીંધ્યુ સનાતન સત્યને,
ઉરમા કઇ કઇ જગાડી અરમાન, વીંધાવ્યા નિશાન,
જય જય ગાધી બાપુની ! ૨૮

બાપુ તો પૂરો વૈષ્ણવજન હતો,
સદા જાણી કાપી પરની પીડ, ભાગી બહુની ભીડ,
જય જય ગાધી બાપુની !

સાચ વાચ ને કાછની શુદ્ધિમા,
એણે જાળવ્યો જીવનનો નીડ, ભાગ્યા પડરિ તીડ,
જય જય ગાધી બાપુની ! ૨૯

બાપુ હરિનો જન હરિજન થઈ રહ્યો,
દલિતોના ઉદ્ધારને કાજ, જગાડ્યો સમાજ
જય જય ગાધી બાપુની !

કોટિક અછૂતોને હરિજનમા ફેરવ્યા,
સૂગ હરિજનની કીધી તારાજ, બની શિરતાજ
જય જય ગાધી બાપુની ! ૩૦

હતુ હિંદુત્વ કેરૂ કલક જે,
હજારો વર્ષનો તે અન્યાય, અછૂતોને થાય
જય જય ગાધી બાપુની !

માનવતા શિરે પાપના પહાડ એ,
કેમ બાપુથી કદીયે સહેવાય, કરોડોની હાય?
જય જય ગાધી બાપુની! ૩૧

માનવતાનુ સ્વમાન સ્થાપ્યુ ફરી,
કીધો હરિજનનો સાચો ઉત્કર્ષ, બાપુએ સહર્ષ
જય જય ગાધી બાપુની!

આજે રાજસભાએ ને મદિરે,
દાખે હરિજન પણ નિજ પ્રકર્ષ, ગાજે ભારતવર્ષ
જય જય ગાધી બાપુની! ૩૨

બાપુમા કઈ અલૌકિક એવુ હતુ,
હતુ સરળ છતા કૈંક અગમ્ય,—અને તોય રમ્ય!
જય જય ગાધી બાપુની!

હતુ એનુ વ્યક્તિત્વ અનેરુ કૈં,
નહિ સમજાય કથનનુ તારતમ્ય, છતા રહે અદમ્ય!
જય જય ગાધી બાપુની! ૩૩

આવ્યા પશ્ચિમથી કૈં કૈં મહાજનો
બાપુને મળી બનતા રળિયાત, જતા થઈ મહાત!
જય જય ગાધી બાપુની!

હતુ અણુરોધ્ય આત્મબળ બાપુનું
એને જોતા જ નમિયે ફરજયાત, શિર ઝુકી સાક્ષાત!
જય જય ગાધી બાપુની! ૩૪

એનુ અદ્ભુત નૈતિક ઓજસ હતુ,
સૂર્ય સામે નજર નિજ પ્રોઈ, શકે નહિ કો જોઈ!
જય જય ગાધી બાપુની!

એને શરણે ગયા કૈંક હિંસકો,
એને પુણ્યઝરણુ પાપ ધોઈ, જતા સ્વચ્છ રોઈ!
જય જય ગાધી બાપુની! ૩૫

એણે દીઠા મહાસ્વપ્ન યૌવને,
તેના ચિત્ર જોતા બહુરંગ, થયા સહુ દંગ!
જય જય ગાંધી બાપુની!

ચિત્રો બાપુના કાર્યે સૌ ઊતર્યાં,
જેમ કીટથી નીકળે પતંગ, ફોડીને તેનું અંગ!
જય જય ગાંધી બાપુની! ૩૬

બાપુ શુદ્ધ કુંદનનો કળશ બન્યો,
ચઢ્યો નવભારતમંદિરને શીશ, ઝળકતો દિનનિશ
જય જય ગાંધી બાપુની!

એના તેજ ઝબકે છે નવ ખંડમાં,
બાપુ શાંતિનો પરમ અધીશ, આશિષ દે ચહુદિશ
જય જય ગાંધી બાપુની! ૩૭

બાપુ વગરનું જગત વિધુર બન્યું,
હતો પરમ સંસાર ઉજાશ, જીવનની મીરાશ,
જય જય ગાંધી બાપુની!

જગત શાંતિ વિના આજે ટળવળે,
હતો બાપુ જ જગતની આશ, હવે શો પ્રકાશ?
જય જય ગાંધી બાપુની! ૩૮

બાપુ લડવૈયો જીવનભર રહ્યો,
કીધું સતત અસત્ય વિરુદ્ધ, વિરલ પુણ્યયુદ્ધ,
જય જય ગાંધી બાપુની!

ઝીલ્યા સ્નેહથી ઘા ને સહન કીધા,
અહિંસાથી લડ્યો અણીશુદ્ધ, રહ્યો મિત્ર બુદ્ધ,
જય જય ગાંધી બાપુની! ૩૯

એનું જીવન આખું મંગળ હતું,
સદા મંગળ હતું એનું કાર્ય, ભર્યું ઉર ઔદાર્ય,
જય જય ગાંધી બાપુની!

એની ધાર્મિકતા બધે વ્યાપતી,
બાપુ આચાર્યોનો ય આચાર્ય, આર્યોનો ય આર્ય;
જય જય ગાંધી બાપુની! ૪૦

એના ગણી ગણી ગુણ શા ગણાવિયે?
ગાયા ગાયા છતાં ઊણી ગાથ, આભ ન આવે બાથ;
જય જય ગાંધી બાપુની!

બાપુએ ચીંધ્યે પથ હવે જીવવું:
ધન્ય જન્મ્યું જીવ્યું બાપુ સાથ, ગ્રહી એનો હાથ!
જય જય ગાંધી બાપુની! ૪૧





# ગાંધી બાપુનો પવાડો

## ભાગ બીજો

(ધોળ)

આકાશે ઊગ્યો અજબ કો તારલો,
જોતજોતા વધ્યા તેના તેજ, ગગન શોભ્યુ સહેજ
અજબ ગાધી બાપુ એ।

એણે આજી અણુગણુ જનની આખડી,
કીધા કોટિક હૈયા પરહેજ, એવો મોહન એ જ।
અજબ ગાધી બાપુ એ। ૪૨

ઊડી ગગનગુહાથી કો ઊતરી,
આવ્યો પ્રભુનો ફિરસ્તો કો એમ, કરવા જગક્ષેમ
અજબ ગાધી બાપુ એ।

જ્યા જ્યા પુનિત પગલા એના પરવર્યાં,
ત્યા ત્યા કરતા કથીરનુ હેમ, એવો એનો પ્રેમ।
અજબ ગાધી બાપુ એ। ૪૩

શતમુખથી યે ગાન ગવાય ના,
ગુણ ગણી ગણી થાકે સૌ લોક, જતા યત્ન ફોક
અજબ ગાધી બાપુ એ।

એણે લાખોના જીવન ફેરવ્યા,
રાખી માનવતાતણી નાક, એવો ઋષિ કોક।
અજબ ગાધી બાપુ એ। ૪૪

ધન્ય જીવન બન્યુ એ નરવીરનુ,
એનુ સુણિયે આજે કઈ ચરિત્ર, છે પુણ્ય પવિત્ર-
અજબ ગાધી બાપુ એ।

એની ધાર્મિકતા બધે વ્યાપતી,
બાપુ આચાર્યોનો ય આચાર્ય, આર્યોનો ય આર્ય;
જય જય ગાંધી બાપુની! ૪૦

એના ગણી ગણી ગુણ શા ગણાવિયે ?
ગાયા ગાયા છતા ઊણી ગાથ, આભ ન આવે બાથ;
જય જય ગાંધી બાપુની!

બાપુએ ચીંધ્યે પથ હવે જીવવું:
ધન્ય જન્મ્યું જીવ્યું બાપુ સાથ, ગ્રહી એનો હાથ!
જય જય ગાંધી બાપુની! ૪૧



# ગાંધી બાપુનો પવાડો

## ભાગ બીજો

( ઘોળ )

આકાશે ઊગ્યો અજબ કો તારલો,
જોતજોતા વધ્યા તેના તેજ, ગગન શોભ્યુ સહેજ
અજબ ગાધી બાપુ એ !

એણે આજી અણુગણુ જનની આખડી,
કીધા કોટિક હૈયા પરહેજ, એવો મોહન એ જ !
અજબ ગાધી બાપુ એ ! ૪૨

ઊંડી ગગનગુહાથી કો ઊતરી,
આવ્યો પ્રભુનો ફિરસ્તો કો એમ, કરવા જગક્ષેમ
અજબ ગાધી બાપુ એ !

જ્યા જ્યા પુનિત પગલા એના પરવર્યા,
ત્યા ત્યા કરતા કથીરનુ હેમ, એવો એનો પ્રેમ !
અજબ ગાધી બાપુ એ ! ૪૩

શતમુખથી યે ગાન ગવાય ના,
ગુણ ગણી ગણી થાકે સૌ લોક, જતા યત્ન ફોક
અજબ ગાધી બાપુ એ !

એણે લાખોના જીવન ફેરવ્યા,
રાખી માનવતાતણી નેક, એવો ઋષિ કોક !
અજબ ગાધી બાપુ એ ! ૪૪

ધન્ય જીવન બન્યુ એ નરવીરનુ,
એનુ સુણિયે આજે કઈ ચરિત્ર, છે પુણ્ય પવિત્ર :
અજબ ગાધી બાપુ એ !

એણે જીવનભર મહાતપ તપ્યાં,
તેનું અંતરે ટાંગજો ચિત્ર, થશે અધિમિત્ર:
અજબ ગાંધી બાપુ એ! ૪૫

ખાનદાની કુટુંબ હતું ગાંધીનું,
ત્રણ ત્રણ પેઢીના વડવા દીવાન, હતા રાજસ્થાન:
અજબ ગાંધી બાપુ એ!

કબા ગાંધીનો પુત્ર એ નાનુડો,
પૂતળીબાઈ માતાનો એ જાન, હતો ગુણવાન:
અજબ ગાંધી બાપુ એ! ૪૬

મોહનદાસ કરમચંદ ગાંધીજી,
હતું બાપુનું એ પૂરું નામ, પ્રસિદ્ધ ઠામેઠામ!
અજબ ગાંધી બાપુ એ!

એક મોહન ગોકુળનો રે કાનુડો,
બીજો જન્મ્યો આ ગુર્જરધામ, પામ્યો જગપ્રણામ;
અજબ ગાંધી બાપુ એ! ૪૭

સંતભૂમિ સૌરાષ્ટ્ર ગુજરાતની,
પોરબંદરમાં સાગરને તીર, જન્મ્યો એ નરવીર:
અજબ ગાંધી બાપુ એ!

ઇસવી સન શત અઢાર ઓગણોતરે,
ઓકટોબરની બીજીએ તસવીર, પ્રગટી એની ધીર:
અજબ ગાંધી બાપુ એ! ૪૮

સંવત ઓગણીસેં ને પચ્ચીશનો,
ભાદરવા વદ બારસ સવાર, હતો શનિવાર:
અજબ ગાંધી બાપુ એ!

સૂર્ય ઊગ્યા પછી ઘડી ત્રણ ગઈ,
ત્યાં તો પ્રગટ્યા સુપુત્ર દીદાર, આનંદ અપાર!
અજબ ગાંધી બાપુ એ! ૪૯

માતાપિતાનો છેલ્લો બાળુડો,
મુખમંડળે દીપતી જ્યોત, ઊગ્યો કો ખદ્યોત!
અજબ ગાધી બાપુ એ!

એને બાળની મસ્તી ન ભાવતી,
હતો શાંતિતણો મીઠો સ્રોત, સાલસ ઓતપ્રોત:
અજબ ગાધી બાપુ એ! ૫૦

માતા ધર્મપરાયણ વૈષ્ણવી,
વણિક તોય બ્રાહ્મણના આચાર, વિશુદ્ધ સંસ્કાર.
અજબ ગાધી બાપુ એ!

માતાની ગ્રહી ધર્મિષ્ઠ પાંખડી,
બાપુ ઉર પામ્યો ધર્મ વિસ્તાર, કો વિરલ પ્રકાર:
અજબ ગાધી બાપુ એ! ૫૧

પોરબંદર છોડયું વર્ષ સાતમે,
આવી વસ્યું કુટુંબ રાજકોટ, નહોતી કંઈ ખોટ
અજબ ગાધી બાપુ એ!

બાપુ વિદ્યાર્થી એકાંતપ્રિય હતો,
હતો ઉદ્યમી, ખંતીલો મોટ, સીધો ને સચોટ.
અજબ ગાધી બાપુ એ! ૫૨

મોટા ભાઈઓના લગ્ન ઉકેલતા,
બાપુના પણ બાંધ્યા ત્યાં હાથ, કસ્તુરબા સગાથ:
અજબ ગાધી બાપુ એ!

વીતી તેર દીવાળી કિશોરની,
પામ્યો લગ્નજીવનનો ત્યાં સાથ: એ હિંદની ગાથ!
અજબ ગાધી બાપુ એ! ૫૩

સોળ વર્ષે ઊડયું છત્ર તાતનું,
બીજે વર્ષે થયો તે મેટ્રિક, વિદ્યા ફળી ઠીક:
અજબ ગાધી બાપુ એ!

કૈંક સંસ્કૃત પણ બાપુ ત્યાં શીખ્યા,
ધર્મશાસ્ત્ર તણું એ પ્રતીક, દે પુષ્ટિ વણીક
અજબ ગાંધી બાપુ એ! ૫૪

ગયા ભાવનગરની કૉલેજમાં,
લેવા શિક્ષણ ઉચ્ચ વિવાન, વધે જેમ જ્ઞાન.
અજબ ગાંધી બાપુ એ!

બાપુને ત્યાંની લીલા ફાવી નહીં,
લાગ્યું ત્યાં ન કંઈ બાપુનું ધ્યાન, અંતે છોડયું સ્થાન
અજબ ગાંધી બાપુ એ! ૫૫

મિત્રો તાતના બાપુ—વહારે ગયા,
ખૂલ્યા ગાડાને દઈ નિજ સ્કંધ, કીધું ત્યાં નિર્બંધ
અજબ ગાંધી બાપુ એ!

ઈંગ્લાંડ મોકલવા સમજાવી માતને,
બારિસ્ટર થવા કીધો પ્રબંધ, તોડી રોધ અંધ.
અજબ ગાંધી બાપુ એ! ૫૬

લીધો કોલ માતે બાપુ પાસથી,
પાળવા શુદ્ધ વૈષ્ણવ ધર્મ, જાળવવા ખટકર્મ
અજબ ગાંધી બાપુ એ!

નિરામિષ, નિર્વ્યસન, નિર્વિકાર ત્યાં
રહેવું સમજીને ધર્મનો મર્મ, ખરો ત્યાં જ નર્મ
અજબ ગાંધી બાપુ એ! ૫૭

બાપુએ એ વચન પાળ્યું પૂરું ત્યાં,
રાખ્યો સંયમ તેમ વિશ્વાસ, રહ્યો દૃઢ ખાસ
અજબ ગાંધી બાપુ એ!

લંડન મેટ્રિકમાં પાસ એ ઊતર્યો,
કીધો પછી કાયદાનો અભ્યાસ, સદ્જ્ઞાન વિકાસ
અજબ ગાંધી બાપુ એ! ૫૮

બાપુ કૈં કૈં મહાજનને મળ્યો,
ચર્ચ્યાં ધર્મ સમાજ સવાલ, પામ્યો પૂરો ખ્યાલ
અજબ ગાધી બાપુ એ !

ભારે રસ મજૂરો થકી બાપુને,
નેની યે ત્યા દીધી ભડ હડતાલ, એકસપી કમાલ !
અજબ ગાધી બાપુ એ ! ૫૯

અઢારસેં ને એકાણુના વર્ષમા,
બારિસ્ટર બની પદની લઈ બેશ, બાપુ આવ્યો દેશ
અજબ ગાધી બાપુ એ !

નહોતો દીસતો વણિક કાઠિયાવાડનો,
અગે ધાર્યો'તો અગ્રેજી વેશ, નહોતો કોઈ કવેશ !
અજબ ગાધી બાપુ એ ! ૬૦

બાપુએ રાજકોટ ને મુબઈમા,
કીધી બેક વરસ વકીલાત, ખતે ભની ભાત,
અજબ ગાધી બાપુ એ !

અદાલતની હવા ગૂગળાવતી,
બાપુને થતો તેથી આવાત, દીઠો નૈતિક પાત
અજબ ગાધી બાપુ એ ! ૬૧

સન અઢારસેં તાણુ એપ્રિલમા,
પાછો આફ્રિકા પળવાને કાજ, બાપુ ચઢ્યો જહાજ
અજબ ગાધી બાપુ એ !

પોરબદરની વેપારી પેઢીનો
ગયો લડવા મુકદ્દમો ત્યા જ, રક્ષવા તેની લાજ
અજબ ગાધી બાપુ એ ! ૬૨

બાપુમાથેથી પાઘ ઉતરાવવા,
મથ્યો ભારે ગોરો ન્યાયાધીશ, તોય ન ખોયું શીશ
અજબ ગાધી બાપુ એ !

બાપુ ત્યાથી અદાલત છોડી ગયો,
પતાવ્યો તે દાવો અન્ય દિશ, કરી બહુ કોશિશ
અજબ ગાધી બાપુ એ ! ૬૩

હિંદીઓની હાલત ત્યા કરુણ હતી,
બાપુથી ન સહેવાતો અન્યાય, કરતો સૌને સાથ
અજબ ગાધી બાપુ એ !

સાચી દોરવણી આપી સર્વને,
લડવા ગોરાઓ સાથે સદાય, સ્વમાન જળવાય
અજબ ગાધી બાપુ એ ! ૬૪

કૈં કૈં કપરા જુલમ સહ્યા બાપુએ,
ગોરાઓથી થતો માનભગ, અનેક પ્રસગ
અજબ ગાધી બાપુ એ !

કૈં કૈં લડત લડ્યો હિંદીઓ થકી,
વીસ વર્ષ સુધી કૈં કૈં જગ ખેલ્યો વિવિધ રગ,
અજબ ગાધી બાપુ એ ! ૬૫

દક્ષિણ આફ્રિકાના ગોરા જુલ્મીઓ
સદા રાખતા હિંદીને દૂર, કહી કુલી મજૂર
અજબ ગાધી બાપુ એ !

રાજદ્વારી પ્રશ્નો ઊઠ્યા કૈંક ત્યા,
બાપુએ તેમા ઝૂકાવ્યુ પૂર, તોડવા ધારા ક્રૂર
અજબ ગાધી બાપુ એ ! ૬૬

હશે દૈવી સકેત કો ગેબનો,
સૂઝી સત્ય અહિંસાની વાટ, બાપુને એ જ ઘાટ
અજબ ગાધી બાપુ એ !

આવ્યુ અવનવુ શસ્ત્ર એ હાથમા,
અરિ પામતા ભારે ઉકળાટ, અહિંસાને પાટ,
અજબ ગાધી બાપુ એ ! ૬૭

અઢારસેં ને છનુ તણી સાલમાં,
બાપુ હિંદમાં આવ્યો છ માસ, સભા ભરી ખાસ.
અજબ ગાંધી બાપુ એ!

ઠામે ઠામે કીધાં એણે ભાષણો,
હિંદી જનપર પડતો ત્યાં ત્રાસ, દર્શાવ્યો સહુ પાસ
અજબ ગાંધી બાપુ એ! ૬૮

બાપુ પાછો ગયો નિજ કુટુંબ લઈ,
કીધું ગોરાઓએ ત્યાં તોફાન, કીધાં સૌ હેરાન;
અજબ ગાંધી બાપુ એ!

બાપુ અડગ રહ્યો નિજ કાર્યમાં,
તોડયું સ્નેહે ગોરાનું ગુમાન, સાધ્યું નિજ નિશાન
અજબ ગાંધી બાપુ એ! ૬૯

આવ્યો બોરવિગ્રહ પછી કારમો,
સ્વયસેવકો કરીને તૈયાર, ગયો રણમોઝાર
અજબ ગાંધી બાપુ એ!

દીધી સેવા હિંદીઓએ રાજ્યને,
કીધી ઘાયલની સારવાર, સતોષી સરકાર
અજબ ગાંધી બાપુ એ! ૭૦

ડર્બન પાસે આશ્રમ સ્થાપ્યો બાપુએ,
ધાર્મિક જીવન ગાળવા કાજ, બતાવ્યા ઈલાજ
અજબ ગાંધી બાપુ એ!

કૈં કૈં કીધા પ્રયોગો ત્યાં બાપુએ,
દાખ્યો સ્વાધીનતાનો અદાજ, સમાજ અનાજ
અજબ ગાંધી બાપુ એ! ૭૧

સન ઓગણીસેં ને ત્રણ ડિંગ અતમાં,
મહાસભા કલકત્તે ભરાઈ, બાપુ આવ્યો ધાઈ
અજબ ગાંધી બાપુ એ!

આફ્રિકામા હિંદીની વિટંબણા
બાપુએ ત્યા સૌ કથી કચવાઈ, દિલસોજી ત્યા છાઈ
અજબ ગાધી બાપુ એ ! ૭૨

હિંદીઓની હલાકી વધતી સુણી,
પાછો ગયો એ આફ્રિકા દેશ ધરી મન અદેશ
અજબ ગાધી બાપુ એ !

"હિંદી મત" નામે છાપુ કાઢયુ નવુ,
તેમા ચર્ચતો હિંદીના ક્લેશ, હિંમતથી હમેશ
અજબ ગાધી બાપુ એ ! ૭૩

નવો ધારો થયો ટ્રાન્સવાલમા,
લેવા હિંદીની અગૂઠા છાપ, નવો એ સતાપ
અજબ ગાધી બાપું એ !

બાપુ ઊભા એ પ્રતિ પગ રોપીને,
સભાભરી ત્યા વખોડયુ એ આપ, ઈજ્જત પર શી ત્રાપ !
અજબ ગાધી બાપુ એ ! ૭૪

સન ઓગણીસેં છના સપ્ટેમ્બરે,
અગ્યારમીએ રોપ્યો વણુ દભ, લડત તણો સ્તભ
અજબ ગાધી બાપુ એ !

જોહનેસ્બર્ગે હજારો હિંદી મળ્યા,
કીધો સત્યાગ્રહનો ત્યા પ્રારભ, તોજો ઉરગોરભ
અજબ ગાધી બાપુ એ ! ૭૫

બાપુ સહ ગયા સેંકડો કેદમા,
બધે દેશ થયો હાહાકાર, હર્યા ન લગાર
અજબ ગાધી બાપુ એ !

આઠ વર્ષ લડ્યા અડગ હામથી,
આખર થાકી ગઈ સરકાર, કીધા સ્મટ્સ કરાર
અજબ ગાધી બાપુ એ ! ૭૬

ત્રણ ત્રણ વર્ષ લડત ભારે ઊપડી,
હજારો નરનાર ને બાળ, ધસ્યાં જ્યમ જુઆળ!
અજબ ગાંધી બાપુ એ!

આખર ઓગણીસેં ચૌદ જુલાઈમાં,
બાપુને વરી વિજયની માળ, સમજૂત થઈ સ્નેહાળ!
અજબ ગાંધી બાપુ એ! ૭૭

થયા સફળ પ્રયોગો સૌ બાપુના,
હિંદીઓનાં ઊંચાં કરી શીર, કીધા સૌને વીર!
અજબ ગાંધી બાપુ એ!

જગતે પરચો સત્યાગ્રહનો દીઠો,
અહિંસા અને સ્નેહનું હીર, આત્માનું ખમીર:
અજબ ગાંધી બાપુ એ! ૭૮

એ જ વર્ષમાં બાપુના આશ્રમે,
અંતેવાસીનો જોઈ અપરાધ, શિસ્તે દીઠી ખાધ!
અજબ ગાંધી બાપુ એ!

બાપુએ કીધા ચૌદ ઉપવાસ ત્યાં,
સત્યાગ્રહના એ શસ્ત્ર અગાધ, ટાળ્યો તેનો બાધ!
અજબ ગાંધી બાપુ એ! ૭૯

બાપુ આફ્રિકાથી પછી નીકળ્યો,
લંડન આવ્યો ત્યાં તો ફાટયું રૂદ્ધ, મહા વિશ્વયુદ્ધ;
અજબ ગાંધી બાપુ એ!

બાપુએ ચાહ્યું સહાવા ઇંગ્લાંડને,
પણ બાપુના સિદ્ધાંતો શુદ્ધ, ન સાંખે વિરૂદ્ધ:
અજબ ગાંધી બાપુ એ! ૮૦

બાપુનું ત્યાં આરોગ્ય બગડયું ઘણું,
ઠીક થાતાં દેહે દેવા ક્ષેમ, આવ્યો માતૃભોમ:
અજબ ગાંધી બાપુ એ!

થયું પૂર્વચરિત્ર પૂરું અહીં,
કરવા આવ્યો હવે નવો હોમ, માંહે હિંદવ્યોમ
અજબ ગાંધી બાપુ એ! ૮૧

નહીં આફ્રિકનો, નહીં હિંદીઓ,
કદી ભૂલશે ત્યાં બાપુની વાત, ગાંધી તણી ખ્યાત:
અજબ ગાંધી બાપુ એ!

સત્યાગ્રહનો સર્જક અમર બાપુ એ:
બોલો જય જય ભારતમાત! જય જય ગુજરાત!
જય જય ગાંધી બાપુ એ! ૮૨



# ગાંધી બાપુનો પવાડો

## ભાગ ત્રીજો*

(ઘોળ)

પુણ્યભૂમિ પુરાણુ આ હિંદની,
માનવસંસ્કૃતિની મોંઘી માત, વત્સલ ને સુજાત:
ધનધન ગાંધી બાપુને!

ગાંધી બાપુ જન્મ્યો એવી ભૂમિમાં,
દીપાવી માની મીઠી મહોલાત, થયો રાષ્ટ્રતાત:
ધનધન ગાંધી બાપુને! ૮૩

કીધું કોડોનું પોષણુ માડીએ,
ખંડે ખંડના આવ્યા અહીં લોક, એને ચારૂ ચોક:
ધનધન ગાંધી બાપુને!

માડી આવી લૂંટાતી સૈકાંથકી,
જતા યત્ન ઉદ્ધારના ફોક; રાખે કોણુ નોક?
ધનધન ગાંધી બાપુને! ૮૪

બાઝયાં કૈં કૈં અનિષ્ટો આ ભૂમિમાં,
એને જકડી રહી જુલમોની જાળ, વિષમ વિકરાળ:
ધનધન ગાંધી બાપુને!

ત્રીશ ત્રીશ વર્ષનાં મથન કૈં કૈં થયાં,
ક્યારે આવે કો વીર પ્રજાપાળ, તોડી દે એ કાળ?
ધનધન ગાંધી બાપુને! ૮૫

---

* પૂ. ગાંધીજી આફ્રિકાથી હિંદમાં સને ૧૯૧૫ માં આવ્યા ત્યારથી તે એમની શહીદી સુધીની જીવનરેખા આ ત્રીજા ભાગમાં છે.

ગાંધી બાપુનાં કૈં કૈં પરાક્રમો
સુણતાં વાંચતાં દેશમા સર્વે, ઉરે રાખે ગર્વ :
ધનધન ગાંધી બાપુને !

એને દેશમાં આવતો જાણતાં,
લોક રાખી ઉમેદો કૈં ખર્વ, માણવા શુભ પર્વ :
ધનધન ગાંધી બાપુને ! ૮૬

વીસ વર્ષનું કાર્ય પૂરું કરી,
બાપુ આવ્યો અતે જન્મધામ, થવા ઠરીઠામ :
ધનધન ગાંધી બાપુને !

ઓગણીસેં ને પંદરના પ્રારભમાં,
જયજયકાર વચ્ચે બાપુ આમ, પધાર્યો શુભ નામ :
ધનધન ગાંધી બાપુને ! ૮૭

બાપુ પ્રથમ પધાર્યો મદ્રાસમાં,
કસ્તુરબા સાથે આવ્યો સ્વદેશ, કાઠિયાવાડી વેશ :
ધનધન ગાંધી બાપુને !

કવિએ બાપુને સત્કાર્યો સ્નેહથી,
બન્ને ઉરના હતા સમ ઉદ્દેશ, બન્યા સ્નેહી બેશ :
ધનધન ગાંધી બાપુને ! ૮૮

બાપુ મુંબઈ સિધાર્યો ત્યાંથી પછી,
સંસારે તો થયો'તો વિરક્ત, જનસેવામાં શક્ત :
ધનધન ગાંધી બાપુને !

મળ્યા પ્રથમ ગોપાળરાવ ગોખલે,
હતા કીર્તિવતા દેશભક્ત, ભારતમાં આસક્ત !
ધનધન ગાંધી બાપુને ! ૮૯

બાપુ આવ્યો ને ગોખલેજી ગયા,
હતા હિંદના સાચા સપૂત, સેવક અવધૂત :
ધનધન ગાંધી બાપુને !

ગોખલેનુ નેતૃત્વ ખાલી પડ્યુ,
બાપુકરમા તે આવ્યુ સાબૂત, બન્યો લોકદૂત!
ધનધન ગાધી બાપુને! ૯૦

ઓગણીસેં પદરના મેની પચ્ચીશે,
અમદાવાદે સાબરમતી તીર, બન્યુ પુણ્યહીર
ધનધન ગાધી બાપુને!

સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો ત્યા બાપુએ
શિક્ષણ લેવા વસ્યા આવી વીર, અમીર ફકીર
ધનધન ગાધી બાપુને! ૯૧

એ જ વર્ષમા કવિ રવિ ઠાકુરે,
પત્રે બાપુને સંબોધ્યો આમ, "મહાત્મા" ને નામ
ધનધન ગાધી બાપુને!

તે દિનથી જ બાપુ "મહાત્મા" થયો,
થયો હિંદનો એ સાચો રામ, નમતા ઉર તમામ!
ધનધન ગાધી બાપુને! ૯૨

ગિરમીટિયા કામદારોની વેદના
જાણી ભારે થતી પરદેશ, બાપુ પામ્યો ક્લેશ
ધનધન ગાધી બાપુને!

ભારે આંદોલન દેશે ઉપાડતા,
આણ્યો એ રીતનો અત બેશ, ઉઠાવી ઝુંબેશ
ધનધન ગાધી બાપુને! ૯૩

ચપારણ્યમા ખેડૂતો ત્રાસતા,
બાપુ ત્યા ગયો કરવાને વહાર, શીખવ્યો અસહકાર
ધનધન ગાધી બાપુને!

ખેડૂતોનો વિજય થયો આખરે,
જમીનદાર અને સરકાર, અતે પામ્યા હાર
ધનધન ગાધી બાપુને! ૯૪

ઓગણીસેં ને સત્તરની એ સાલમા,
બાપુને સૂઝ્યો પ્રથમ પ્રસગ, રેંટિયાનો તરંગ:
ધનધન ગાધી બાપુને!

મોટા નાનાનો પોષક રેંટિયો,
એની શક્તિ કરતી સૌને દંગ, ગરીબની એ ગગ:
ધનધન ગાધી બાપુને! ૯૫

અમદાવાદે ઓગણીસેં અઢારમા,
મિલ મજૂરો થકી એણે ખાસ, કીધા ઉપવાસ:
ધનધન ગાધી બાપુને!

હિત એકજ માલિક મજૂરનુ,
સમજાવી તજાવ્યો કકાસ, ઉપજાવ્યો વિશ્વાસ:
ધનધન ગાધી બાપુને! ૯૬

ખેડા જિલ્લામા ખેડુને દોરવા,
સત્યાગ્રહ કીધો મહેસૂલ કાજ, પાક્યે ન અનાજ:
ધનધન ગાધી બાપુને!

ખેડૂતથી તો છે દેશ ભર્યો પૂર્યો,
ખેડૂતથી જ છે રાજની લાજ, સુખી રહે સમાજ:
ધનધન ગાધી બાપુને! ૯૭

ઓગણીસેં ને ઓગણીસના આરભે,
આવ્યો રૉલેટ કાયદો ભ્રષ્ટ, દેવા સૌને કષ્ટ.
ધનધન ગાંધી બાપુને!

પાડી હિંદે પ્રચડ હડતાલ ત્યાં,
સત્યાગ્રહની લડત બની ધૃષ્ટ, કરવા ધારો નષ્ટ:
ધનધન ગાધી બાપુને! ૯૮

છઠ્ઠી એપ્રીલથી એક સપ્તાહ સુધી,
ચાલ્યાં હિંદમાં ભારે તોફાન, ગયા બહુ જાન·
ધનધન ગાધી બાપુને!

ખિલાફતની યે લડત બાપુ લડ્યો,
થયા એક હિંદુ મુસલમાન, ભાઈ ભાઈ સમાન
ધનધન ગાધી બાપુને! ૯૯

ભારે કતલ જલિયાવાળા બાગની,
જોઈ ઊકળી ઊઠયો આખો દેશ, પામ્યો બહુ કલેશ
ધનધન ગાધી બાપુને!

સત્યાગ્રહ બધ કીધો ત્યા બાપુએ,
દીઠી હિંસક થતી એ ઝુબેશ, આણ્યો મન અદેશ
ધનધન ગાધી બાપુને! ૧૦૦

'નવજીવન" 'યગ ઈડિયા" સાપ્તાહિકો,
બાપુએ લીધા એ બન્ને પત્ર, થયો તત્રી તત્ર
ધનધન ગાધી બાપુએ!

લખ્યા લેખ ઉત્તમ સાત્વિક લેખને,
બન્યા બુદ્ધિ ને શુદ્ધિના સત્ર, પ્રસર્યા તે સર્વત્ર
ધનધન ગાધી બાપુને! ૧૦૧

એ જ વર્ષે ભાદરવા વદ બારસે,
બાપુનો કનકોત્સવ પ્રસગ, ઉજવ્યો રગચગ
ધનધન ગાધી બાપુને!

નાના મોટા કવિઓએ કાવ્યો રચ્યા,
નિરખી તેમા બાપુની ઉગ્રગ, પામ્યા સૌ ઉછરગ
ધનધન ગાધી બાપુને! ૧૦૨

ઓગણીસેં ને વીસમા વાઈસરૉયને,
મોકલ્યા નિજ ચદ્રકો ફેર, બાપુએ દુ ખભેર
ધનધન ગાધી બાપુને!

કૈંક મહાજનોએ પણ એ રીતે
છોડી દીધા ખિતાબો જાહેર, ગણી કટુ ઝેર
ધનધન ગાધી બાપુને! ૧૦૩

એ જ સાલે સપ્ટેમ્બરમાં કોંગ્રેસે,
કીધો "પૂર્ણ સ્વરાજ્ય" ઠરાવ, લીધો વીરલ્હાવ :
ધનધન ગાંધી બાપુને !

અસહકારનો કાર્યક્રમ બાપુએ,
યોજી નાખ્યો સ્વાતંત્ર્યનો દાવ, કીધો જંગજમાવ :
ધનધન ગાંધી બાપુને ! ૧૦૪

હતી હિંદે કેળવણી ગુલામીની,
તેને કરવા વિદ્યાનો કિરીટ, બાપુએ માંડી મીટ :
ધનધન ગાંધી બાપુને !

સાચા વિદ્વાનો સહ અમદાવાદમાં,
એણે સ્થાપી "ગુજરાત વિદ્યાપીઠ", દેવા સત્ત્વ અદીઠ :
ધનધન ગાંધી બાપુને ! ૧૦૫

એ પછી ઓગણીસેં એકવીસમાં
ભારે ચલવી ચળવળ ઠામેઠામ, ભરવા સરંજામ :
ધનધન ગાંધી બાપુને !

લાખો ચરખા, કોટિક નાણાં મેળવ્યાં,
કાપડ પરદેશી ગણીને હરામ, તજાવ્યું તમામ :
ધનધન ગાંધી બાપુને ! ૧૦૬

આવ્યો પાટવીપુત્ર ઇંગ્લાંડનો,
બાપુએ ત્યાં કીધો અસહકાર, જઈ મુંબઈ ને દ્વાર :
ધનધન ગાંધી બાપુને !

કીધી હોળી ત્યાં પરદેશી વસ્ત્રની,
થયો હિંસાનો વધતાં વિસ્તાર, બાપુ બેકરાર :
ધનધન ગાંધી બાપુને ! ૧૦૭

બાપુએ ઉપવાસ ત્યાં આદર્યો,
થયાં બંધ એ સર્વ તોફાન, અટક્યા જન મસ્તાન :
ધનધન ગાંધી બાપુને !

ભારે હુલ્લા ચૌરીચૌરામાં થઈ,
લોકો બની ગયા જાણે હેવાન, ભૂલ્યા નિજ ભાન ·
ધનધન ગાધી બાપુને ! ૧૦૮

બાપુએ કીધો સત્યાગ્રહ બધ ત્યા,
ઉપવાસ કીધા પછી પાચ, અગે આણી આચ
ધનધન ગાધી બાપુને !

પ્રજા સમજે ન માર્ગ પૂરો હજી,
નહીં ખૂડતી અહિંસામા ચાચ, તેથી પડતી ખાચ :
ધનધન ગાધી બાપુને ! ૧૦૯

પડી મઝવણ બાપુના મડળે,
સ્થિતિ જોઈ રહ્યા એ સખેદ, કરવો ક્યમ ઉચ્છેદ :
ધનધન ગાધી બાપુને !

ઓગણીસ–બાવીસના માર્ચની દસમીએ,
બારડોલીમા સરકારે દઈ ભેદ, કીધો બાપુ કેદ !
ધનધન ગાધી બાપુને ! ૧૧૦

રાજ્યે મૂક્યો આરોપ રાજદ્રોહનો,
બાપુને સજા આપી છ વર્ષ, પામ્યુ રાજ્ય હર્ષ
ધનધન ગાધી બાપુને !

અદાલતમા નિવેદ્યુ જે બાપુએ,
તેમા લેશ હતો ન અમર્ષ, હતો જનપ્રકર્ષ.
ધનધન ગાધી બાપુને ! ૧૧૧

લખી આત્મકથા જેલે બાપુએ,
તેમા સત્યના નોધ્યા પ્રયોગ, મળ્યા જે સજોગ
ધનધન ગાધી બાપુને !

ઓગણીસેં ને ચોવીસના પ્રારભમા,
બાપુને થયો ભારે કો રોગ, હતા ઘાતજોગ
ધનધન ગાધી બાપુને ! ૧૧૨

કીધો જેલથી બાપુને મુક્ત ત્યાં,
બાપુ લેતો જરાક આરામ, પૂણાને મુકામ:
ધનધન ગાંધી બાપુને!

હિંદુ મુસ્લિમના ઝઘડા જાગ્યા ફરી,
લાગ્યો બાપુને ભૂરો અંજામ, ક્યમ જીવવું આમ?
ધનધન ગાંધી બાપુને! ૧૧૩

ઓગણીસેં ને ચોવીસના સપ્ટેમ્બરે,
ત્યાં તો બાપુએ તારીખ અઢાર, કીધો નિરધાર:
ધનધન ગાંધી બાપુને!

લીધુ અનશનવ્રત દિન એકવીસનું,
ઉઠાવ્યો ભારે એ તપનો ભાર, ઈશ્વરને આધાર!
ધનધન ગાંધી બાપુને! ૧૧૪

હિંદુ મુસ્લિમ વચ્ચે થઈ શાંતિ ત્યાં,
શમ્યા સૌ ઝઘડા પરિહાર્ય, રાખીને ઔદાર્ય:
ધનધન ગાંધી બાપુને!

નવો કાર્યક્રમ આપ્યો ત્યાં બાપુએ,
કરવાને રચનાત્મક કાર્ય, ગણી અનિવાર્ય:
ધનધન ગાંધી બાપુને! ૧૧૫

સન ઓગણીસેં પચ્ચીસમાં બાપુએ
"અખિલ હિંદ ચરખા સંઘ" ઉચિત, સ્થાપ્યો રાખી પ્રીત:
ધનધન ગાંધી બાપુને!

બાપુ રહેતો સત્યાગ્રહ આશ્રમે,
દેતો દોરવણી વિધવિધ રીત, દઈ યુક્ત પ્રતીત:
ધનધન ગાંધી બાપુને! ૧૧૬

ઓગણીસેં ઓગણત્રીસમાં લાહોરમાં
પૂર્ણ સ્વાતંત્ર્યનો કીધો ઘોષ, સહેવાતો ન રોષ:
ધનધન ગાંધી બાપુને!

આવ્યું "સાયમન કમીશન" ત્રીસમા,
તેને પોકાર્યું દુષ્ટ સદોષ, આણી ઉર રોષ.
ધનધન ગાધી બાપુને ! ૧૧૭

તોડવા ભૂડો મીઠાનો કાયદો,
બાપુએ આપ્યુ પ્રથમ સા લક્ષ, જે રકનો ભક્ષ :
ધનધન ગાધી બાપુને !

સાબરમતીથી દાડી જવા નીકળ્યો
પગપાળો બાપુ સૌ સમક્ષ, લઈ નિજ વીર દક્ષ :
ધનધન ગાધી બાપુને ! ૧૧૮

ઓગણીસેં ત્રીસની છઠ્ઠી એપ્રિલે,
દાડી જઈ મીઠું લીધુ સુપેર, બાપુએ શૌર્યભેર :
ધનધન ગાધી બાપુને !

ચાલી લડત સત્યાગ્રહની જોરમા,
તોડ્યો કાયદો લોકે ઠેરઠેર, લડત થઈ જાહેર
ધનધન ગાધી બાપુને ! ૧૧૯

મેની પાચમીએ પકડ્યો બાપુને,
લઈ જઈ યરોડા કીધો ગિરફ્તાર, કેદખાના મોઝાર ·
ધનધન ગાધી બાપુને !

ચાલ્યા ભારે હુલ્લડ આખા દેશમા,
ગોળીબાર અને લાઠીમાર, ખૂબ કરતી સરકાર !
ધનધન ગાધી બાપુને ! ૧૨૦

પાછા યત્ન થયા સમાધાનીના,
પહેલી લડત ગોળમેજીની વાત, પૂરી થઈ સાક્ષાત ·
ધનધન ગાધી બાપુને !

ઓગણીસેં એકત્રીસના પ્રારભમા,
થયો મુક્ત ફરી રાષ્ટ્રતાત, હસતો ભવી ભ્રાત :
ધનધન ગાધી બાપુને ! ૧૨૧

પછી લંડન બીજી ગોળમેજીમાં
ગયા બાપુ કરવા સમાધાન, રહે હિંદસ્વમાન
ધનધન ગાંધી બાપુને !

આવ્યું ત્યાં ન રૂડું પરિણામ કો,
બાપુ પાછો ફર્યો હિંદુસ્તાન, બની ઉર હુંગાન
ધનધન ગાંધી બાપુને ! ૧૨૨

ઓગણીસેં બત્રીસ બેસતા ચોથીએ,
બાપુને પાછો લઈ ગયા કેદ, થયો દેશે ખેદ
ધનધન ગાંધી બાપુને !

એક લાખ હિંદી ગયા કેદમાં,
સરકારે કીધો, રાખીને ભેદ, સ્વાતંત્ર્ય ઉચ્છેદ
ધનધન ગાંધી બાપુને ! ૧૨૩

ઓગણીસેં બત્રીસ આગસ્ટની સત્તરે,
આવ્યો કોમી ચુકાદો વિચિત્ર, હતું નરતું ચિત્ર
ધનધન ગાંધી બાપુને !

દીઠા હરિજનના હક્કો ડૂબતા,
બાપુ હરિજનનો સાચો મિત્ર, સમજ્યો એ ચરિત્ર
ધનધન ગાંધી બાપુને ! ૧૨૪

અંતે વીસમી સપ્ટેમ્બરે બાપુએ,
ઉપવાસ માંડ્યા આમરણાંત, થયા સૌ અશાંત
ધનધન ગાંધી બાપુને !

થયા આખર પૂનાના કરાર ત્યાં,
કીધો હિંદુ સમાજ નિરાંત, ભાંગી સૌની ભ્રાંત :
ધનધન ગાંધી બાપુએ ૧૨૫

ઓગણીસેં ને તેત્રીસમાં બે વાર ત્યાં,
આત્મશુદ્ધિ થકી ઉપવાસ, ફરી કીધા ખાસ
ધનધન ગાંધી બાપુને !

સત્યાગ્રહ આશ્રમ બંધ કીધો પછી,
છત્રીસમાં સેવાગ્રામે નિવાસ, કીધો વર્ષો પાસ
ધનધન ગાંધી બાપુને ! ૧૨૬

કૈં કૈં ચળવળ ચાલ્યા કીધી અહીંતહીં,
બાપુએ કૈં કૈં શમવ્યા ઉકળાટ, કરી વાટાઘાટ
ધનધન ગાંધી બાપુને !

સમજાવ્યા ત્રાસવાદી બંગાળીઓ,
પાડ્યા સૌને અહિંસાને પાટ, ચીંધી સત્ય વાટ
ધનધન ગાંધી બાપુને ! ૧૨૭

ઓગણચાળીસમાં જઈ રાજકોટમાં,
આણ્યો બાપુએ ગૂંચનો લઈ તંત, ઉપવાસથી અંત
ધનધન ગાંધી બાપુને !

વિશ્વયુદ્ધ બીજું ફાટી નીકળ્યું,
લાગ્યા હિંદે તેના કારી દંત, ભારે થતી ચંત
ધનધન ગાંધી બાપુએ ૧૨૮

ઓગણીસેં બેતાલીસના ઓગસ્ટમાં,
હિંદે કીધો મહાસભા દ્વાર, આઝાદી પોકાર
ધનધન ગાંધી બાપુને !

તારીખ નવમીએ બાપુ સાથે થયા
સર્વે નેતાઓ પણ ગિરફતાર, થયો હાહાકાર !
ધનધન ગાંધી બાપુને ! ૧૨૯

થયા ભારે તોફાન ભરદેશમાં,
પડી ત્રણ-ત્રણ માસ હડતાલ, પ્રજા થઈ બેહાલ
ધનધન ગાંધી બાપુને !

"હિંદ છોડો" બ્રિટનને બાપુ કહે,
કરી હિંદને યુદ્ધમાં ઢાલ, કીધું પાયમાલ
ધનધન ગાંધી બાપુને ! ૧૩૦

બબ્બે દુઃખદ પ્રસંગો જેલે બન્યા,
ગુજર્યો પુત્ર સમો મહાદેવ, કરી અદ્દભુત સેવ :
ધનધન ગાંધી બાપુને !

હતો બાપુનો આત્મજ એ ખરો,
બાપુનુ જાણે સુખ સ્વયમેવ, અમીઝીલણુ નેવ :
ધનધન ગાંધી બાપુને ! ૧૩૧

ઓગણીસેં ચુમાળીસ ફેબ્રુઆરીમા,
કસ્તુરબાનુ થયું અવસાન, આઘાત સમાન :
ધનધન ગાંધી બાપુને !

બા તો પૂર્ણ પતિવ્રત પાળતા,
જ્યાં બાપુની છાયા નિદાન, સદા ગુણવાન :
ધનધન ગાંધી બાપુને ! ૧૩૨

ચુમાળીસના મેમા છોડ્યા બાપુને,
પછી હિન્દુ મુસ્લિમ કરવા એક, થયા યત્ન અનેક :
ધનધન ગાંધી બાપુને !

મથ્યો બાપુ બહુ ધૈર્ય ને સ્નેહથી,
ગયો નિષ્ફળ યત્ન દરેક, બાપુ ઝૂર્યો છેક :
ધનધન ગાંધી બાપુને ! ૧૩૩

ઓગણીસેં ને છેંતાળીસના માર્ચમા,
આવ્યા ઇંગ્લાડથી ત્રણ પ્રધાન, પૂરવા હિંદ અરમાન :
ધનધન ગાંધી બાપુને !

જુદા પડવા હિંદથી મુસ્લિમો મથ્યા,
બાપુ ચાહતો અખંડ હિંદુસ્તાન, થયું ન સમાધાન :
ધનધન ગાંધી બાપુને ૧૩૪

ચાલી ભારે ખુનામરકી દેશમા,
ઊછળી છરીઓ નગર ગામેગામ, મૂવા સ્નેહ તમામ :
ધનધન ગાંધી બાપુને !

બાપુ ઘૂમ્યો બધે શાંતિ સ્થાપવા,
સ્નેહે આપ્યો ઘાયલને આરામ, હૈયે દીધી હામ:
ધનધન ગાંધી બાપુને ! ૧૩૫

ઓગણીસેં સુડતાળીસના ઑગસ્ટમાં,
તારીખ પંદરમીએ સુપ્રસાદ, થયું હિંદ આઝાદ.
ધનધન ગાંધી બાપુને !

મહાસ્વપ્ન થયું સિદ્ધ બાપુનું,
તેત્રીસ વર્ષના મહાતપ બાદ, ઊઠ્યા જયનાદ !
ધનધન ગાંધી બાપુને ! ૧૩૬

બ્રિટને કીધા હિંદના ટૂકડા,
ભાઈભાઈમાં પાડી ક્રૂર ભેદ, કીધો એ ઉચ્છેદ.
ધનધન ગાંધી બાપુને !

થયો ભારે આઘાત એ બાપુને,
તોડી દુષ્ટોએ ઐક્ય ઉમેદ, પામ્યો ઊંડો ખેદ.
ધનધન ગાંધી બાપુને ! ૧૩૭

ચાલી કતલ ભયંકર પંજાબમાં,
હિંદુ મુસ્લિમ શીખનો સંહાર, થયો ગમખ્વાર.
ધનધન ગાંધી બાપુને !

ચાલી લાખોની હિજરત રોજની,
છોડ્યા વતન અને ઘરબાર, થયા સૌ ખુવાર.
ધનધન ગાંધી બાપુને ! ૧૩૮

આપ્યું બાપુએ સાંત્વન સર્વને,
પણ આવે મુઆ નહીં ફેર, થયો કાળો કહેર,
ધનધન ગાંધી બાપુને !

ઊભરાયા દિલ્હીમાં મુસ્લિમ પર હિંદુઓ,
ઊભર્યા દિનદિન વધુ વેરઝેર, હિંસા કેરેર.
ધનધન ગાંધી બાપુને ! ૧૩૯

બાપુએ ઉપવાસ કીધા ફરી,
મૂક્યુ હોડમા જીવન આપ, સૌ પામ્યા સતાપ
ધનધન ગાધી બાપુને!

મુસ્લિમોને અભયદાન આપવા,
લીધુ વચન ત્યા તપને પ્રતાપ, એ કરણા અમાપ!
ધનધન ગાધી બાપુને! ૧૪૦

કોમવાદી હિંદુઓ ત્યા ક્રોધે ચઢ્યા,
લેવા બાપુના પ્રાણ અમૂલ, બન્યા ઝેરે ડૂલ
ધનધન ગાધી બાપુને!

નાખ્યો બોમ્બ ત્યા એકે પ્રાર્થનસ્થળે,
પણ ખૂનીએ ખાધી ત્યા ભૂલ, ભોઠુ પડયુ શૂલ!
ધનધન ગાધી બાપુને! ૧૪૧

ઓગણીસેં ઉડતાલીસ જાન્યુઆરીની
તારીખ ત્રીસમી નો તે સધ્યાકાળ, આવ્યો રે કરાળ.
ધનધન ગાધી બાપુને!

પ્રાર્થનસ્થાન પર બાપુ પધારતા,
છોડી ગોડસેએ ગોળી કરાળ, માર્યો રકપાળ!
ધનધન ગાધી બાપુને! ૧૪૨

"રામ રામ" કરી ઢળ્યો ભૂમિએ,
ગયો સત્ય અહિંસાનો સત કેવો ક્રૂર અત!
ધનધન ગાધી બાપુને!

તે ભૂડા પર થૂકી દુનિયા બધી,
બાપુ તો થયો અમર અનત, ગ્રહી સતતત
ધનધન ગાધી બાપુને! ૧૪૩

બાપુના બોલ નિત્ય સભારશુ,
બાપુનો કદી ભૂલશુ ના સ્નેહ, હતો દિવ્ય જેહ
ધનધન ગાધી બાપુને!

એના સત્ય અહિંસા ને સ્નેહની,
સૌને લાગજો પળપળ લેહ, ઝીલના પ્રભુમેહ!
ધનધન ગાધી બાપુને! ૧૪૪

બાપુ સૂર્યની સાથ ઝગારશે,
અમી વરસશે ચદ્રની સાથ, તારાને કોટિ હાથ!
જયજય ગાધી બાપુની!

એને પગલે પગલે જ્યોતિ ઝીલજો,
એના ગુણ ગાજો અદલ સમાથ, જયજય જગનાથ!
જયજય ગાધી બાપુની! ૧૪૫





# ઝંકારનાં અન્ય લોકપ્રિય સર્જનો

**કલ્યાણિકા** ભક્ત હૃદયની આરઝૂ અને તત્ત્વચિંતનના ગાંભીર્યથી તરબોળ સુગેય લોકપ્રિય ઢાળોમા રચાયેલા ભાવવાહી કાવ્યો અને ભજનોનો ઉત્તમ સગ્રહ, ટિપ્પણ સાથે : રૂ. બે

**દર્શનિકા** જીવનના ગૂઢ રહસ્યો સમજાવતુ આધ્યાત્મિક તત્ત્વ ચિંતનથી ભરપૂર, સરળ શૈલી અને એક જ છંદ વડે ઊર્મિ અને અર્થનો સમન્વય સાધતુ ૬૦૦૦ પંક્તિનુ સળંગ મુક્તકમય લોક પ્રિય દીર્ઘ કાવ્ય. સુધારેલી નવી આવૃત્તિ રૂ. સાડા ત્રણ

**રાસચંદ્રિકા**–(ભાગ ૧–૨ સાથે) માધુર્ય ને પ્રસાદથી ભરપૂર સરળ ભાષામા તથા અનેકાનેક પરિચિત ઢાળમા રચાયેલા, ગરવી ગુજરાતણુ ને કંઠે રમી રહેલા ૧૨૫ ગરબા ને રાસનો ૩૦૦ પૃષ્ઠનો સગ્રહ

રૂ. સાડા ત્રણ

**ભજનિકા** ગુર્જરત મહાગુજ રાતમા ઘરઘર ગવાતા ભક્તિમાર્ગે તરબોળ કરે એવા અનેક રાગમા રચાયેલા સુંદર ભજનો રૂ. અઢી

**ભારતનો ટંકાર** શૌર્ય ને સ્વાધીનતાના કરુણ ને વીર રસથી છલકાતા જાગ્રતિ જોમ ને ઝખ નાથી ઝળહળતા લોકપ્રિય થયેલા રાષ્ટ્રિય ગીત કાવ્યોનો સગ્રહ ચોથી આવૃત્તિ રૂ. દોઢ

**રાષ્ટ્રિકા** "ભારતનો ટંકાર" સિવાયના પ્રારંભથી અત્યાર સુધીમા પ્રસગે પ્રસગે નવનવા છંદો ને રાગોમા લખાયેલા અને અતિ લોકપ્રિય થયેલા પ્રેરક ને જુસ્સાદાર ૭૨ રાષ્ટ્રિય કાવ્યોનો અદ્વિતીય સુંદર સગ્રહ રૂ. અઢી

**શ્રીજી ઈરાનશાહનો પવાડો :** પારસીઓ ધર્મને કાજે પોતાનો ઈરાન સ્વદેશ તજીને હિંદુસ્તાન ગુજરાતમા આવ્યા ત્યારથી આજ સુધીના બનાવોનો આ ૯૧ કડીનો લાબો પવાડો છે ત્રીજી આવૃત્તિ

આઠ આના

**ગુજરાતી કવિતાની રચના-કળા** મુબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન માળામા અપાયેલા પાચ ગણેશ પૂર્ણ વિશિષ્ટ વ્યાખ્યાનો ૨૫૦ પાકું પૂઠું રૂ. એક

આ પુસ્તકોની કિંમત કર્તાએ જે અહીં રાખી છે તે વધારવાનો હક કોઈ પણ પુસ્તક વિક્રેતાને નથી. (પોસ્ટેજ જુદુ)

મુખ્ય વિક્રેતા : એન. એમ ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુબઈ ૨